શ્રી

# શારદાના મહિના

રાગ સંદેશાનો.

આસો માસે સમરૂં માતા સરસ્વતી,
વાસ વસો જીભડીએ આવી માત જો;
નરે નારીને નવરાતરી મન માનતી,
રજની દીવસ હરખ્ય સહુનાં રળીયાત જો;
સેવક થઈ સમરૂં છું માતા શારદા. ૧
કારતકે આવે પંડીત કાળી દાસની,
વસી જીભે આપ્યું માતા વરદાન જો;
અમરત ચોઘડીએ જાણે તે અવતર્યા,
અમરથ્યોને અમરુકર્યા રાજાને જો; સેવ૦ ૨
માગશરે માતા મળવાની આસછે,
અલબેલી તું પુર અમારા કોડ જો;
જગદંબા પ્રેમે જીભે જશ ગાયની,
આપ પ્રતાપે નાવે ખાંપણ ખોડજો; સેવ૦ ૩
પોશે પંડીત પામ્યા પ્રખ્યાતી કઈ,
તે સઘળોછે માવડી તુજ પ્રતાપજો;
ચાર જ બ્રહ્મા શેષ મહેશ તુજ પામીયા,
કહી ગયા તે વેદ પુરાણ છાપજો; સેવક૦ ૪
માઘે પંડીત માઘ મચ્યો થઈ મલપતો,

તેને માસે મહીનો લખીયો માઘનો:
વળી પાંચમ દીન પ્રગટી વસંત પંચમી,
દીન રજની નવ લાગ્યો એક ડાઘનો; સે૦ ૫
ફાગણ માસે હોળી આવી ફાલતી,
રસ બીભત્સને શુભ ખીલે શણગારનો;
ના માતા કીંકર પરતું કરૂણા કરે,
અતીશે તો માનું તારો ઉપકારનો; સેવક૦ ૬
ચઈતરે ચીત ચોટયું છે તુજ ચરણુમાં,
વરણ વરણમાં કર તું તારો વાસનો;
શરણે સેવક આવ્યો તે ઉગારતું,
દીનદયાળ તું હું છું તારો દાસ નો; સે૦ ૭
વઈશાખે વીપત વીદારો વીરવની,
ફાટતું મારૂં અંતર અતી અકળાયનો;
તું માતા પીતા તું છું ઓ માવડી,
તું રીઝે તો કરે રાંકને રાયનો; સેવક૦ ૮
જેઠે તાપ તપે મારૂં તનડુ તપે,
શીતળ કરીને છાંટો ઠંડુ નીર નો;
અમરત પાઈ ઉછેરો માતા માહરી,
ભવની ભાગે તો તો મારી ભીડનો; સેવક૦ ૯
અશાડ મહીને છોડ અશાડી આપનો,
જાણ માણ જનમો જનમ જરૂર નો;

ઘન ગરજે ને વળી ઝબુકે વીજળી,
દરરટી તારી થકી નથી હું દુર જો, સેવક ૧૦
શ્રાવણ માસે સેવુંને સમરૂં સદા,
ઘર તે પર તું માતા તારૂં ધ્યાન જો;
રસ ભરા કર રસના રસથી ભરપુર તું,
વળી વળી માગુ એ તારૂ વરદાન જો. સે૦૧૧
ભાદરવો ભલી ભાત ભજાવો ભકતની,
ભાવે ભાવે તોય મલે વઈભોગ જો;
એવીજ છે ઇચ્છા મા મારે અંતરે,
મનમોહનને રીઝે સજન લોકજો. સે૦ ૧૨

---

## બાહુચરાજીના મહીના

### શીવશંકરભોળા એ રાગ.

અંઇતરે ચીત ઘણું ચાંહ્યું, નમી નમી બહુ
અર આરાધ્યું; મન મારૂં ગોંએ જઈ લાધ્યું,
સેવોને સનખલપુર રાણી. ૧
વઈશાખે વાવલીયા વાયા, માજીના મહલ્લણી
આવ્યા; આ ભામાની મોટી છે માયા, સેવો
ને સનખલપુર રાણી. ૨
જેઠ તો જુગતીછે સારી, હરી હર બ્રહ્મ થકી
ધ્યારી; જાણી ગોખ ઊપર બલીહારી સે. ૩

અશાડે તો મેઘ ઘણુ ગાજે,છતર શીર બહુચ
રને છાજે,ચારપહોરચોઘડીઆં વાજે; સે. ૪
શ્રાવણ શરવડીએ વરસે.માજીને ભજશે તે
તરશે; બકી બીજા અથડાઈ મરશે, સે. ૫
ભાદરવો ભલી પેરે ગાજ્યો, સેવકને સાનમુ
ખ થાજો; ભુડં તાં બાવલડી સાજો, સે૦ ૬
આસોમાસે આવી દીવાળી,આવ્યાંછે અં
બાને કાળી; ગરબે રમો બહુચરાબાળી,સે.
કારતકે કોયલડી બોલે, ન આવે મારી મા
જીને તોલે; તે જોતાં ત્રણ ભુવન ડોલે, સે ૮
માગશરે સરોવરમાં નાય,ચાચર આવી ગર
બા તો ગાય;સેવકની મા કરજો સાય, સે. ૯
પોશે પ્રીત ઘણી ધારી,પાંડવ પાંચે લીધાઊ
ગારી; કઊરવ સરવે ગયા હારી, સે૦ ૧૦
માહે તો મને નથી ગમતુ,મન મારૂં રહેછેરે
ભમતું; મન મારૂં માજીમાં રમતું,સે. ૧૧
ફાગણે ફરફરતી હોળી,પહેરયાં માએ ચર
ણાંને ચોળી;કેસરબહુ છાંટયાંછેઘોળી,સે.૧૨
બારે માસ પુરણ કીધા, દઈતને દંડ ભલા
દીધા;અમર સઊને ઊગારી લીધા, સે. ૧૩
આશો શુદ બીજને બુધવારે, બારે માસ પ

વા નીરધારે; વલભની ચડનો મા વારે,
સેવાને સાનખડ્ઢપુર રાણી. ૧૪

# જીવણ પ્રાણના મહિના

રથ આવ્યા અક્રૂરના, છુટ્યા નંદદરબાર;
શાખ્ક કરેછે સુંદરી, વળી જુએછે વાર.

રથ જોડીને રાઘવ ચાલ્યારે, મથુરાના તે મા
રગ ઝાલ્યારે; બહાલો ડોક વાળી વાળી
જુએરે; નેણ ભરેને રાધકા રૂએરે; મારા
બાળાતેપણના બેલીરે, શું જાઓછો માયા
મેલીરે; જીવનપ્રાણછો, આત્મા રામછો. ટેક
કારતગ મહીને કંથ સીધાવ્યા રહી ન શકે
નારી; અંતરજામી નથી અજાણ્યા, હું સા
હીડયા રહી હારી; મેં તો શંભુજીની સેવ
ના ન કીધીરે, મેલી થાપણ ઓળવી
લીધીરે; મારી હરીએ દયાતજી દીધીરે, જીવ
ન પ્રાણછો, આત્મા રામછો. ૧
માગશર મહીને મેલી ગયા, જઈ બેઠા જ
ગદીશ, કોઈ સંદેસો લાવે શ્યામનો, તેને
ચરણ નમાવું શીશ; તેને ચરણ નમાવું
શીશરે; કોઈ દેખાડો જગદીશરે; હું શંભુ

ઈશ્વર કોઈ બત્રીશરે, જીવનપ્રાણજીછો, આત્મારા
મજીછો. ૨

પોષ મહીનાની પ્રીતડી, જોબનની જંજાળ
જમણ હતાં તે જમી ગયા, ઠાલા મેલ્યા થાળ;
હરીએ ઠાલા તે મેલ્યા થાળરે, એવી જોબ
ન તણી જંજાળરે; મારી જાય જુવાની
બાળરે, જીવનપ્રાણજીછો, આત્મારામજીછો. ૩

માહા મહીનાની ટાહડી, અતી રાતે અંધ-
કાર; આંસુ લોચન વહી ગયાં, વરસે શો
ણીત ધાર; મને ગ્હેનની તે વેદના થાયરે, હું થી
એકલડાં ન રેહેવાયરે; મારી થરથર કંપે
કાયરે, જીવનપ્રાણજીછો, આત્મારામજીછો. ૪

ફાગણ ફુલ્યો ફુલડે, રમતા રાધારાય;
આ શું ફુલે સુંદરી, હરી તજી ગયા જમ
ણી બાહ્ય; વહાલો મેલી ગોપીયો માંય-
રે, કાનુને કાંઈ ન કેહેવાયરે; વહાલો મુકી
ગયો વન માંયરે, જીવનપ્રાણજીછો, આ-
ત્મારામજીછો. ૫

ચઈતર ચંપો ફાલીયો, પીપળ આવ્યાં પાન
નાગ્યો નાગર નાવલો, મને તેનું લાગ્યું છે;
તાન; મને તેનું લાગ્યું છે તાનરે, મને હરી

જળજયાની હામરે; કોઈ દેખાડો શ્રીરામરે, જીવનપ્રાણછો, આત્મારામછો. ૬

જઈ શાપે વાહ્યા વાવલા, મુખનું ઊડયું નુર; તાપ તપે તનકું તપે, હરી મેલી ગયાછે દુર; એવો આવ્યોછે માથે ઊન્હાલોરે, એવો કટણી કાળડ કાલોરે; મને મુંકી ગયા મોરલી વાલોરે, જીવનપ્રાણછો, આત્મારામછો. ૭

જેઠે જાણ્યું આવશે, વેગે વીઠલરાય; ચંદન ઢોળું વાડકે, વીંઝણે ઢોળું વાય; હરીને વીંઝણે ઢોળું વાયરે, મારી ઘડી કલ્પ જુગ જાયરે; મારા કાળજામાં કાંઈ કાંઈ થાયરે, જીવણપ્રાણછો, આત્મારામછો ૮

અશાડ ચમકે વીજલી, ઘન ગરજે ઘમઘોર; આંસુડે ભીંજાય મારી ચુંદડી, બીઠડા બોલે મોર; એવા બીઠડા બોલે મોરરે, કરે બપઈયા કલ્લોળરે; મારૂ જાગે જોબનનું જોરરે, જીવન પ્રાણછો, આતમારામછો. ૯

શ્રાવણ વરસે શરવડે, નહાવું નીરમળ નીર; પેહેરયાં પીતાંબર પોતીયાં, ઓઢણ આછાં ચીર; હરી ઓઢણ આછાં ચીરરે, આપણે નાહાતાં જમનાં તીરરે; એવાં હળ

તાં શીત શરીરરે, જીવનપ્રાણછો,
આત્મારામછો. ૧૦
ભાદરવો ભલો ગાજીઓ, પણ નાવ્યા
બળવીર; ચીર હતાં તે હરી ગયા, મારૂં
શાણુ ઢાકુ શરીર; મારી પોહોચ્યે નજર ન
હી નાંખીરે, વહાલે ભડવાડની ગતી રાખીરે;
શામળીએ ન નાખુ ઝાંખીરે, જીવણ પ્રાણ
છો, આત્મારામછો. ૧૧
આસો માસ ભલે આવીયો, સહુની પુરી
આશ; તોરણ બાંધ્યાં ટોડલે, એમ ગાય
હરીજન દાસ; ઘેર ઘેર મંગળ ગાયરે, ત્યાં
થેઈ થેઈ થેઈકાર થાયરે; શ્રોતા વકતાનાં
સંકટ જાયરે, જીવણ પ્રાણછો; આત્મારામછો.

---

## નંદલાલના મહીના.

આવોને નંદલાલ, રમવા આવોનેરે;
નીરભે થયા છો નાથ, રમવા આવોનેરે. ટેક.
કારતકરે મેં તો કસ્ટેરે કાઢયો, બારહરીએ
નેમ જહાંજ; રમવા૦ ૧
માગશર મહીને મારગડેરે મેલી, હવે અમારૂ
કોણ છેબેલી; ગીરધર વીના થઈ ઘેલી, ર. ૨

પોષ માસે જીવણ માણુ તજુ છું, લોકડીયાં
ની લાજ લોપું છું; સંસાર તાજ કરૂં છું, ર૦
મહા મહીને મંદીરીયાંરે સુનાં, હરી વીના
આસનીયાંરે સુનાં, વ્હાલા વીના જાયછે જો
બનીયાં, રમવા૦ ૪
ફાગણ ફગફગતીરે હોળી, અબીલ ગુલાલે ભ
રાવું રે ઝોળી; વ્હાલાવીનાખેલે કોણહોળીર.
ચઈતરે મને ચીંતારે લાગી, સુતીસેજલડીમાં
ઝબકીને જાગી; વ્હાલાની લ્હે લાગી, ર૦ ૬
વઈશાખે વાવલીયારે વ્હાયા, આંખ ઊઘાડી
ચોહદ્દ જોયા; આંસુ પાલવડે લોહયાં, ર૦
જેઠ માસે જગજીવન આવે, વઈરાગ વારવે વ
ધામણી લાવે; વ્હાલો મારો કાંઈ ન કહાવે, ર૦
અષાડે હું અબળારે નારી, જોબન દરીએ
પુર છે ભારી; પીયુનાં વચનને વીસારી, ર૦
શ્રાવણ તો શરવડીએરે વરસે, નદીએ નીર ઘ
ણરાંરે ઢળશે; વ્હાલો મારોશીરીતઊતરશે, ર૦
ભાદરવો ભરદરીએરે ગાજે, નીલાં વન નવ
પલ્લવ છાજે; વ્હાલો મારો કાંઈ ન લાજે, ર૦
આસો માસે દેવ દીવાળી, લોક વણે સાકુ સેવ
સુંવાળી; વ્હાલા વીના તે જમે કોણવાળી, ર૦

## જગજીવનના મહીના.

આવો આવો શિવશંકર ભોળા. એ રાગ.

કારતકે જગજીવન ગયા મેલી, આંખડીએ
આંસુની હેલી; આવી ફરે ગોકુળમાં ઘેલી,
ઓધવજી નારે ઘટે તમને.
સઈપેરા થાઓરે વેહેલી, કુ વાંકા અંબોડા
મેલી; ગોરી એના નાખનમાં ઘેલી,
ઓધવજી નારે ઘટે તમને. ટેક.
માગશરે મંદીરમાં રમતાં, ભેળાં બેશી ભો
જનીયાં જમતાં; હવે અમે કેમ નથી ગમતાં,
ઓધવજી નારે ઘટે તમને. ૧
પોશે કહેજો પ્રીત કરી પહેલી, ગોરધનનાથ મ
થુરાં ગયા મેલી; વધાઈ મોકલજો વહેલી,
ઓધવજીનારે ઘટે તમને. ૨
કુબજા ને સોકય થઈ સાલે, વહાલો મારો મ
થુરામાં મહાલે; તરછોડયાં નંદ તણે લાલે,
ઓધવજી નારે ઘટે તમને. ૩
ફાગણે રંગ રમતાં હોળી, સુંદર પહેરી
ચરણાંન ચોળી; કુમ કુમ કેસરમાં ઘોળી,
ઓધવજી નારે ઘટે તમને. ૪
ચઈતરે ચીતવન કરી મુખમાં, શરીર અમ

અટવાઈ મુકયાં, નારીઓ બીસારા મુંકયા,
ઓધવજી નારે ઘટે તમને. ૫
ભઈશાખે વાટ જુઓ ગોપી, લજા નીજ મા
બાપની લોપી; કાનુડાને કુબજાને સોંપી,
ઓધવજી નારે ઘટે તમને. ૬
આવી તટ દાગુ લેતા દહાડી, મથુરામાં રંગ
રમતા નારી; જુઠ્યા કેમ ગીરીવર ગીરધારી,
ઓધવજી નારે ઘટે તમને. ૭
જેઠ જાદવને હુશીઓ, તારી મારી કીધી રંગ
રશીયે; હવે હરી ગોકુલમાં વશીયે,
ઓધવજી નારે ઘટે તેમને. ૮
અશાડે મેવલીયો ગાજે, તેથી મારૂં
હીલડું બી દાજે; એકલડાં મુંકયાં મહારાજે,
ઓધવજી નારે ઘટે તમને; ૯
શ્રાવણમાં શું કરીએ સાજની, ગોઠે નહી
દીવસ કે રજની; વ્યાકુળ ફરે વનીતાઓ
વરજની, ઓધવજી નારે ઘટે તમને. ૧૦
ભાદરવે ભરજોબન નારી, ઘેર નહી આવ્યા
ગીરધારી; વહાલાજીએ મેલ્યાં વીસારી,
ઓધવજી નારે ઘટે તમને. ૧૧
આસોએ ઓધવજી આવ્યા, સંદેશો શ્યામ

પોશે પ્રીતમ પ્રીતડી, વીરહ બાણુ વા વહાય;
એ ઘાયલનો અંત નહી, એનું તન તરફ
ડીયાં ખાયરે; મારા. ૫
ખાવું પીવું ચેલવું, આઢણુ પહેરણુ અંગ;
બોલવું ચાલવું બેસવું, એને પોઢવું ન ગ
મે પલંગરે; મારા. ૬
માથે મન તલપે ઘણું, જુરે વીનાગણુ નાર;
લક્ષ વીંછીની વેદના, ઉપને ચીતમાં અને
ક વીચારરે; મારા. ૭
કોહેલું કપળાયું રોગી તન, છે પોતાનું અંગ;
ચાલે કેમ જીવ કાપતાં, સ્નેહીનો શે તજીયો
જાય સંગરે; મારા. ૮
શાગણુ હોળી શાલતી, શાગરમે સઊ કોય;
એક હોળી મારે આગળે, બીજી હુઈ એ
હોળી મારે હોયરે; મારા. ૯
બીતરમાં ભડકા બળે, જન દેખે નહી ઝાળ;
બળખાં મારે વીધવીધે, નેને ડશીઆ વીર
હ વ્યાધી વ્યાળરે, મારા. ૧૦
ચઈતર ચકોર ચીંતની, સશી વીદશીરયામ;
ભર જોબનમાં એકલી, એતો દાઝયા ઊપર
નેમ ડામરે; મારા. ૧૧

સુભાગીયાં જે સારસાં, સજોડ સ્નેહ સહીત;
કેમ કરી વશીએ એકલાં, રાણી જાયા જ
નમની એ રીતરે; મારા. ૧૨

બા વાયા વઈશાખના, આંબે આવી શાખ;
ભોળી ભમે વીરશામાં, થાય -હ્રદય બળી
બળી શાખરે; મારા. ૧૩

શું આને સ્વપ્નું થયું, મનમાં રહી મુંઝાય;
પ્રીતીનું તો પારખું, જથા જીભે કહ્યું નહીં
જાયરે; મારા. ૧૪

જેઠ તણા તડકા પડે, લાય જેવી લુ વહાય
શુંનાં મંદીર માળીયાં, સુની સેજડી ખાવા
ધાયરે; મારા. ૧૫

જાય ન રજની દીન જાતાં, રાત ગયે દીન ન
જાય; વીરહ દુઃખ મહા વેદના, એ તે નજ
રે જોઈ કેમ જાયરે; મારા. ૧૬

અસાડ ઝબકે દામની, ઘન ગરજે નભમાંય;
બપઈયા પીયુ પીયુ કરે, સુણી વીરહણી
વ્યાકુળ થાયરે; મારા. ૧૭

દેવ દાનવ પક્ષી પશુ, માનવ ત્યાં કોણ માત્ર;
જીવતાં મેલ વીજોગીયું, ગાળ વીરહ વીરહી
જન આવરે; મારા. ૧૮

શ્રાવણ વરસે શરવડે, નદીએ આવે નીર;ની
લી ભુમી ભાસે ભલી, ગાજે તરૂવર ઘોર ગં
ભીરરે; મારા. ૧૯
ઘોર અંધારી રાતડી, ઝરમર વરસે મેહ;
આંખેથી આંસુ હળ, જેનો સ્વામી ગયો
તજી સ્નેહરે; મારા. ૨૦
ભાદરવો ગાજે ભલો, રાજવી સાકી વઇભોગ;
રગમાં રઊરવ રોગ એ, જેને વ્હાલાંનો થાય
વીજોગરે; મારા. ૨૧
ચંપાચંબીલ મોગરા,નવપલ્લવ વન વહાય;
વીરહણી જાત જવાશીયો,તે તો શોશે સુ-
કાઈ જાયરે; મારા. ૨૨
આશો આવ્યાં નોરતાં, રમે જમે નરનાર;
દીવશ દીવાળી દાહડા, તે તો જાણે જગત
કરતારરે. મારા. ૨૩
દંપતી અંગ ઊમંગમાં,ગાન તાન ગીત રંગ;
અંગ રાગ અદ્દભુત યથા, જયજયકાર જ
ણાવે અનંગરે. મારા. ૨૪
મનમોહન અધીમારથી, થાય પ્રભુ પર
શાંન; સંગ સીતા જેમ રાખીયાં, તેમ ટાલે
વીરહ વ્યાધી દંનરે; મારા. ૨૫

# કરસનજીના મહીના

## રાગ ઊપર પરમાણે

કારતકે કરશન ગયામેલી મારેઘેર આવો વનમાળી; કુબજા કયમરે ગમી કાળી, આવો હરી શાસરમો વહાલા ટેક

માગસર મારગડે રમતાં, ભેળાંબેસી ભોજ નીયાં જમતાં, હવે હરી કેમ નથી ગમતાં. આવો હરી૦ ૨

પોસે તે સોસા પડયા અમને, તીકમજી શું કહીએ તમને; દીલાસા સારે દીધા અમને આવો હરી૦ ૩

માથે મારે અંધારી શાલ્યો, ફુલડીયે ભી છાવી ખાટચો; વહાલે લીધી મથુરાંની વાટચો, આવો હરી૦ ૪

ફાગણે ઘેરઘેરે હોળી, પહેરણુ ચરણાંને ચો ળી; ચુંદડી મારી કેસરમાં રોળી, આવો હરી૦ ૪

ચઈતર ચીત કરે ચાળા, મધુવન મોરલી આ વાળા; દરસનદો નંદતણાલાલા આવો હરી૦ ૫

વઈસાખે વાટલડી નોતી, ઊભીરહી ઝુરી

કડ રોતી; પાલવડે આંસુડાં લોતી, આવો હરી.
જો હોતો જગજીવન આવે, વધામણી સહુ લોકો લાવે
વાલો મારો કશું એ ન કહાવે, આવો હરી. ૮
અશાડે અબળા રહી ઝાંખી, વહાલે મારે
ભરજોબન રાખી;
વીચારો તેવાત થશે વાંકી, આવો હરી. ૯
શ્રાવણ તો શરવડીએ વરસે, નદીએ નીર ઘણાં
ઢળશે; વહાલો મારો શી રીત ઊતરશે,
આવો હરી૦ ૧૦
ભાદરવો ભલી પેરે ગાજે, વહાલા થઈ વીજુ
વળી તમ કાજે; વહાલો મારો જરીએના લાજે,
આવો હરી૦ ૧૧
આશો માસે આવી દીવાળી, શેવો વણું કુ
સું વાળી; વાહલા વીના આ શી દીવાળી,
આવો હરી૦ ૧૨

---

## નંદકિશોરના મહિના.

કારતક માસે કહાનજી, સાહેલીરે;
શે અપરાધે શામ, ગયા મને મેલીરે. ૧
અવગુણ અમારા શા હશે, સાહેલીરે;
જે હરીએ ઊતારયું હેત, ગયા મને મેલીરે. ૨

મને એકલાં મન ભાવે નહીં, સાહેલીરે;
એ મોટું દુખ મહારાજ, ગયા મને મેલીરે. ૩
કોણ આગળ કરૂં ગોઠડી, સાહેલીરે;
વહાલે તજ્યું ગોકુળ ગામ, ગયા મનેમેલીરે. ૪
કઠણ થયાછે કાનજી, સાહેલીરે;
તે સાલે હઈડા માંય, ગયા મને મેલીરે. ૫
તે દુઃખે દાઝું ઘણું, સાહેલીરે;
હરી ઘણું દેખાડી હેત, ગયા મને મેલીરે. ૬
કારતક કઠણ કહાડીયો, સાહેલીરે;
ના આવ્યા નંદકીશોર, ગયા મને મેલીરે. ૭
માગશર મથુરામાં ગયા, સખી આવું રે;
મને એક પલક જુગ જાય, સંદેશો કહાવુંરે. ૮
ઘરનાં કામ ગમે નહીં, સખી આવું રે;
મારૂં ચીત પ્રભુની પાસ, સંદેશો કહાવું રે. ૯
વ્રંદાવનમાં કોણ જશે, સખી આવું રે;
મોરલી વાશે કોણ, સંદેશો કહાવું રે. ૧૦
બંશીબટના ચોકમાં, સખી આવું રે;
હાંરે ક્રીડા કરશે કોણ, સંદેશો કહાવું રે. ૧૧
દાણી થઈ કોણ બેસશે, સખી આવું રે;
કોને માગ્યા દઈશું દાણ, સંદેશો કહાવું રે. ૧૨
હસીને કોણ બોલાવશે, સખી આવું રે;

મને કરશે કોણ કટાક્ષ, સંદેશો કહાવુ રે. ૧૩
માગસર મોટો મરમ તણો, સખી આવું રે;
પ્રભુ નાગર નંદકીશોર, સંદેશો કહાવુ રે. ૧૪
પોશે પ્રભુ મુકી ગયા, શો દાવો રે;
તમે નંદજશોદાના હરી, અહીં આવો રે. ૧૫
જમનામાં ગીંદુ પડયો, શો દાવો રે;
પ્રભુ કાળીનાગનાં કાજ, હરી અહીં આ૦૧૬
ઈંદરે ધન વરસાવીયો, શો દાવો રે;
ગોવરધન દવારકાં કાજ, હરી અહીં આ. ૧૭
હો જાદવ અમે આહીરડાં, શો દાવો રે;
તે લોક લાજને કાજ, હરી અહીં આ૦૧૮
જમનાજીમાં ઝીલતાં, શો દાવો રે;
ચીર હરવાને કાજ, હરી અહીં આવો રે. ૧૯
વહાલાં તે વેરી થયાં, શો દાવો રે;
હરી એમ ન કીજે નાથ, હરી અહીં આ. ૨૦
પોશે પ્રેમદા વલવલે, શો દાવો રે;
તમે જીવણ નંદકીશોર, હરી આહીં આ. ૨૧
માઘે મળવા નાથને, મન હીસે રે;
હું જોઈશ ચોદશ વાટ, કહીં નવ દીસે રે. ૨૨
શીયાળે સુખ સાંભરે, મન હીસે રે;
કેમ જાય મોટી રાત, કહીં નવ દીસે રે. ૨૩

મોરલી સુણવા આણરૂં, મન હીસેરે;
મ શોદયા સહી ગોવાળ, કહીં નવ દીસેરે. ૨૪
ન ઉસાગુ કરતાં નાથજી, મન હીસેરે;
અમે સોંચ્યું બ્રંદાવન, કહીં નવ દીસેરે. ૨૫
સ્વપન તર સરખું થયું, મન હીસેરે;
અમે તે દુખ કેમ સહેવાય, કહીં નવ દીસેરે. ૨૬
આવડું અમે જાણ્યું નહીં, મન હીસેરે;
છેક આપવી છેહ, કહીં નવ દીસેરે. ૨૭
માધે મન વીહવળ થયાં, મન હીસેરે;
તમો જીવણ નંદકીશોર, કહીં નવ દીસેરે. ૨૮
ફાગણ કહું ફરી ફરી, દુખ કાપોરે;
હો ગોપીજનના પ્રાણ, દરશન આપોરે. ૨૯
વસંત આવ્યો વીઠલા, દુખ કાપોરે;
ગુલાલે ભરયાં ગોવીંદ, દરશન આપોરે. ૩૦
હોળી હરખે ખેલીએ, દુખ કાપોરે;
રમવા સરખી રાત, દરશન આપોરે. ૩૧
માથે મુગટ કર મોરલી, દુખ કાપોરે;
પ્રભુ જમનાજીને તીર, દરશન આપોરે. ૩૨
ગોપીઓ સહુ વલવલે, દુખ કાપોરે;
એમ કઠણ ન થઈએ કંથ, દરશન આપોરે. ૩૩
ફરી હવે ઘણી થઈ, દુખ કાપોરે;

ઓચીંતા એકાંત, દરશન આપોરે. ૩૪
શાગણ ફરકે આંખડી, દુખ કાપોરે;
છો જીવણ નંદકીશોર, દરશન આપોરે. ૩૫
ચઈંતરે ચીંતા કરે, સઊ બાળારે;
સ્વામી વીનાગે દેહ, પ્રગટી જવાળારે. ૩૬
વદન કમળ સુકાઈ ગયાં, સઊ બાળારે;
નવ સુજે એકે પેર, પ્રગટી જવાળારે. ૩૭
શણગાર સેજે પરહરી, સઊ બાળારે;
સુકાયાં સઊનાં ગાત્ર, પ્રગટી જવાળારે. ૩૮
ઘેલી શી ફરે ગામમાં, સઊ બાળારે;
નહી કારણ વીના કાંઈ વાત, પ્રગટી જવાળારે.
ગુણ ગાતી ગોવીંદના, સઊ બાળારે;
વહે નેત્રે આંસુ ધાર, પ્રગટી જવાળારે. ૪૦
શોક સમુદરમાં પડી, સઊ બાળારે;
તેનું રહ્યું નહીં ઠોર પ્રગટી જવાળારે. ૪૧
ચઈંતરે ચીત ઠરે નહીં, સઊ બાળારે;
છો નાગર નંદકીશોર, પ્રગટી જવાળારે. ૪૨
વઈશાખે સઊ વલવલે, ક્યાં જઈએરે;
મારે હઈએ દુઃખ અપાર, કોને કહીએરે. ૪૩
ત્રીકમજી તેતજી ગયા, ક્યાં જઈએરે;
વળી હસે દુરીજન લોક, કોને કહીએરે. ૪૪

પ્રાણ અમારા પ્રભુ કને, ક્યાં જઈએરે;
વળી સારૂં નાણું દનું સાલ, કોને કહીએરે. ૪૫
શું શું સઘળું દેખીએ, ક્યાં જઈએરે;
ગયા જીવનપ્રાણાધાર, કોને કહીએરે. ૪૬
કઠણ થયાછે કહાનજી, ક્યાં જઈએરે;
હરજીએ નવ જાણ્યે પ્રાણ, કોને કહીએરે. ૪૭
એમ પંથમાં સાથ પડી, ક્યાં જઈએરે;
છે વાંકી સઘળી વાત, કોને કહીએરે. ૪૮
વઈશાખે રાખ્યાં વેગળાં, ક્યાં જઈએરે;
છો નાગર નંદકીશોર, કોને કહીએરે. ૪૯
જોઠે કહાવે જોખતાં, એમ હરીનેરે;
શું અટક્યા કુબજા સાથ, ન આવ્યા ફરીનેરે ૫૦
પ્રીત કરી લપટાઈ ગયા, એમ હરીનેરે;
મળી મથુરાં કેરી નાર, ન આવ્યા ફરીનેરે ૫૧
વાંક કાઢીને વળગતાં, સાથ હરીનેરે;
ભુલી શું હું ભગવાન, ન આવ્યા ફરીનેરે. ૫૨
અમો અબળાનું શું ગજુ, કહે હરીનેરે;
તે તમને ન ઘટે નાથ, ન આવ્યા ફરીનેરે. ૫૩
વાંક કર્યાછે વીઠલા, કહે હરીનેરે;
કઈ છેક ગયાછો છેહ, ન આવ્યા ફરીનેરે. ૫૪
મારૂં નાખનીયું આળે ગયું, કહે હરીનેરે;

હું ક્યાં લગી રાખું ધીર, ન આવ્યા ફરીનેરે;
નેઠ હેઠ જોઈ ગયા, કહું હરીનેરે;
છો નાગર નંદકીશોર, ન આવ્યા ફરીનેરે. ૫૬
અષાડે ઘન આવીયો, આ બેનીરે,
થયો વીજળીનો ચમકાર, મનડું રહેનીરે. ૫૭
બપઈયો પીઊ પીઊ કરે, આ બેનીરે;
મદમાતા બોલે મોર, મનડું રહેનીરે. ૫૮
સેજ પીયુ વિના સાંભરે, આ બેનીરે;
વળી મંડયો વરસે મેહ, મનડું રહેનીરે. ૫૯
લોક લાજ મેં પરહરી, આ બેનીરે;
હું જાણું પ્રભુની પાસ, મનડું રહેનીરે. ૬૦
ધીરજ મેં રાખી ઘણી, આ બેનીરે;
હજુએ નવ આવ્યા નાથ, મનડું રહેનીરે. ૬૧
કોઈ સંદેશો કહે મને, આ બેનીરે;
હરી આવશે આજ કે કાલ, મનડું રહેનીરે ૬૨
અષાડે ના આવીયા, આ બેનીરે;
છો જીવણ નંદકીશોર, મનડું રહેનીરે. ૬૩
શ્રાવણ વરસે શરવડે, તે સાલેરે;
આવ્યા ચોમાસાના દંન, કહો કેમ ચાલેરે. ૬૪
હરી કુબજા સાથે ખેલ કરે, તે સાલેરે;
વાલે મુકી વ્રીજની નાર, કહો કેમ ચાલેરે. ૬૫

એં દેશો ના કહાવીયો, તે સાલેરે;
તમે લોક થયા મહારાજ, કહો કેમ ચાલેરે. ૬૬
વહુરીડાં કરે વાતડી, તે સાલેરે;
મારૂં પુરણ બાંધ્યું મંન, કહો કેમ ચાલેરે. ૬૭
વીઠલે રાખ્યા વેગળાં, તે સાલેરે;
શું નથી જાણતા નાથ, કહો કેમ ચાલેરે. ૬૮
હરી ચતુર થઈ ચુકી ગયા, તે સાલેરે;
ગયું જાણપણામાં આજ, કહો કેમ ચાલેરે ૬૯
આવણુ સુનો હરી વીના, તે સાલેરે;
છો નાગર નંદકીશોર, કહો કેમ ચાલેરે. ૭૦

ભાદરવો કહે ભાવશું, બ્રીજનારીરે;
તમે જીતયા જગજીવંન, હરી હું હારીરે. ૭૧
રમતાં રાડ કીધી હશે, બ્રીજનારીરે;
તમે ક્ષમા કરો અપરાધ, હરી હું હારીરે. ૭૨
મનમાંથી વ્યાકુળ થઈ, બ્રીજનારીરે;
હવે દયા કરો મહારાજ, હરી હું હારીરે. ૭૩
તમે કેહેશો તે કરશું અમો, બ્રીજનારીરે;
પ્રભુ રખે રાખતા રીશ, હરી હું હારીરે. ૭૪
ત્રીકમજી તમે તજી ગયા, બ્રીજનારીરે;
કેમ વરશે વરસાદ, હરી હું હારીરે. ૭૫
અમો આહીર અહંકારતજયો, બ્રીજનારીરે;

તમો છો દીન દયાળ, હરી હું હારીરે.૭૬
ભાદરવે ભુધર નવ મળ્યા, જોઈ જોઈ નારીરે;
છો નાગર નંદકીશોર, હરી હું હારીરે.૭૭
આશોમાં સખી આવશે, વનમાળીરે;
મારે થાશે હરીશું ભેટ, આજ દીવાળીરે ૭૮
પ્રેમ જોઈ ગોપી તણા, વનમાળીરે;
હરી આવ્યા કહેવાય, આજ દીવાળીરે.૭૯
ગોપી સહુ હરખે ઘણું, વનમાળીરે;
ઘેર ઘેર મંગળ ગાય, આજ દીવાળીરે.૮૦
ફરી ફરી મુખ નીરખતાં, વનમાળીરે;
સહુ હરખે ઘેલી થાય, આજ દીવાળીરે. ૮૧
ગોપી પ્રેમે કરતી આરતી, વનમાળીરે;
વળી પેચે હસતી જાય, આજ દીવાળીરે.૮૨
મનોરથ સહુ પુરણ કરયા, વનમાળીરે;
થયા તે બારેમાસ, આજ દીવાળીરે. ૮૩
આશોમાં હરી ફરી મળ્યા, વનમાળીરે;
છો નાગર નંદકીશોર, આજ દીવાળીરે.૮૪

---

## શ્રી અંબાજીના મહીના.

કારતક માસે કરૂણા કરો મુજ માતરે, મા અંબાજી, અલબેલી અંબા સાંભળ મારી

વાતરે; મા અંબાજી. ૧
વાત સાંભળીને સમજુ શ્રીહરી નાથરે, મા
અંબાજી; તારા દરશનની મને મોટી અંબા
આશરે; મા અંબાજી. ૨
માગશર માસે મન મળવા અકળાયરે, મા
અંબાજી; તારી ઈચ્છા કરતાં અંબા દીન
વહી જાયરે; મા અંબાજી. ૩
દીન વહીજાયને આશા મુજને મોટીરે, મા
અંબાજી; તારા રંગ મંડપમાં હું નવ આવી
લોટીરે; મા અંબાજી. ૪
પોષ માસે મુજને મળવા શોશરે, મા અં-
બાજી; મુજ રંક ઊપર શો ધરવો માજી
રોશરે; મા અંબાજી. ૫
રોશ ન ધરીએ તમે છો દેવી દયાળરે, મા
અંબાજી; જેનું નામ ધરવે સેવક જન
પ્રતીપાળરે; મા અંબાજી. ૬
મહા મહીને કાંઈ વરત સાંભળયાં તમારાંરે,
મા અંબાજી; મા શું જુવોછો કુડાં કરમ
અમારાંરે; મા અંબાજી. ૭
કુડાં કરમની કરણી છે મહ્યાનરે, મા અં
બાજી; તારાં દરસનનું મને મોટું અંબા

ધ્યાનરે; મા અંબાજી. ૮
ફાગણુ માસે ફરી ફરી ભલટે અંગરે; મા
અંબાજી; રંગ ભરયાં મનડાં નવ કરેશા
ભંગરે; મા અંબાજી. ૯
ભંગન કરશો તનકું અમારૂં તલખેરે, મા
અંબાજી; ચીત અમારૂ ચરણે આવી
અટકેરે; મા અંબાજી. ૧૦
ચઈતર મહીને ચીંતા મુજને ઝાઝીરે, મા
અંબાજી; જનમ ધરી નવ નીરખ્યાં અંબા
માજીરે; મા અંબાજી. ૧૧
નવ નીરખ્યા મેં અંબા અકળ સ્વરૂપરે, મા
અંબાજી; મા વળતાં ક્યાંથી દેખીશ માનાં
રૂપરે; મા અંબાજી. ૧૨
વઈશાખ મહીને વરસા જાય દેહ નાઠીરે
મા અંબાજી; મા હવે વળતી વેળા રહીછે
માઠીરે; મા અંબાજી. ૧૩
વેળા માઠી માથે મોટું દુઃખરે, મા અં-
બાજી; વળતાં ક્યાંથી દેખીશ માનાં મુખરે;
મા અંબાજી. ૧૪
જેઠ માસે મુજને તેડા ઠેઠરે, મા અંબાજી;
નહીં તેડા તો જીવન જાશે વેઠરે; મા અં. ૧૫

વેઠ બારોને મીટયા થાશે જન્મરે,મા અંબાજી;
ભાગ્ય નથી પણ ઓછાં મારાં કરમરે;
મા અંબાજી. ૧૬
અશાડ માસે અટક ન ધરીએ માંનરે, મા
અંબાજી; તારાં દરશન માટે તલસે મારૂં
તંનરે; મા અંબાજી. ૧૭
તન તલસે ને દયા ન આવે મારીરે, મા
અંબાજી; મા દયાળુ દીલથી શું મુકોછો
કાઢીરે; મા અંબાજી. ૧૮
શ્રાવણ માસે સંઘ ભરાય બહુ ભારેરે, મા
અંબાજી; મા ઈચ્છા હોય તે આવે તારે
પારેરે; મા અંબાજી. ૧૯
મા સંઘ ભરાય ને સહુને ઈચ્છા થાયરે, મા
અંબાજી, મા પાપી હોયતે નીશચે પાવન
થાયરે; મા અંબાજી. ૨૦
ભાદરવામાં શીદને મંન ભમાવોરે, મા
અંબાજી;તારાં દુરલભ દરશન આપી તાપ
સમાવોરે; મા અંબાજી. ૨૧
તાપ સમાવી શીતળ કરજો છાંયરે, મા
અંબાજી; શીશ નમાવતાં પ્રાયશ્ચીત પ્રલે
થાયરે; મા અંબાજી. ૨૨

આશો માસે અરજ સાંભળો વહેલીરે, મા
અંબાજી; મા આરાસુરમાં કરો આનંદની
હેલીરે; મા અંબાજી. ૨૩
હેલી કરીને પુરો મનની આશારે, મા અં
બાજી; મા સેવક જનને તેડો તમારી પાસ
રે; મા અંબાજી. ૨૪
બારે માસ પુરણ કીધા માતરે, મા અંબાજી;
મા વીશમપરી વીરવાસા નકરશો ઘાતરે; મા
અંબાજી. ૨૫
તરમો મહીનો પુરૂશોતમ કેહેવાયરે, મા અંબા
જી; મા હરી પ્રતાપે પુરસોતમ સહુ ગાયરે;
મા અંબાજી. ૨૬
આરાસુરમાં નીત્યે આનંદ થાયરે, મા અં
બાજી; કરજોડીને બાપુ શેવક ગાયરે; મા
અંબાજી. ૨૭

---

## દવારકાના મહિના

કારતક મહીને એશું કીધું કામરે શામળીઆ,
અબળાને તરછોડી આવ્યા ગામ મારા શા૦૧
કેની સાથે હુતો જઈને રહ્યુરે શામળીઆ,
નાથનીઆની પીડા કેને કહું મારા. શા૦૨

વાલા તે તો ઘણી કરી છે ઘાતરે, શા૦
અંતરમાંહે જુઓ તપાસી વાત મારા.શા૦૩
આ નોધારીનો નાવલીઓ પરદેશરે, શા૦
વેહેની લાહુચો લાગી બાળે વેશ મારા.શા૦૪
જુવાનીનું પુરવહીને જાયરે શામળીઆ,
ક્હાડેને દીવસે તે ઓછું થાય મારા શામ.પ
અજાણે તો પ્રીત એમ શું જોડીરે શામળી,
જાતાની વેળાએ છેકજ તોડી મારા શામ૦૬
વાયદે તો આવી દરશન દેજોરે શા૦
દ્વારકાંના સ્વામી અમને મળજો મારા.શા.૭
માગશર મહીને કેઈ પેરે હું રહુ રે શામ૦
સુખડાંને દુઃખડાં તો કોને કહુ મારા.શામ૦૮
પીઊ વીના તો ઘેલી હું તો થાઊરે સામ૦
આ મેલ્યુંને સંતાડયું ભુલી જાઊં મારા. ૯
ધણીજી મુજને આવી ધારણ દેજોરે, શા૦
કાંઈ મીઠલડી વાતોતો મુજને કહેજો
મારા શામળીઆ, ૧૦
વનમાળી તું તો લીલાનો સાથીરે, શા૦
કીડીનો તે ઝાલ્યો કેમ રહે હાથી મારા.શા૦૧૧
અમે તમારા દાસડાં તો થઈએરે શા૦
મોટાને ઠેકાણે કાંઈ નવ જઈએ મારા.શા૦૧૨

દયા હઈ આમાં કાંઈક તમે તો લાવોરે શા૦
પ્રીતલડી જાણીને ઘેર આવો મારા શા૦૧૩
બે મહીનામાં વરષ ગયા છે લાખરે, શા૦
દ્વારકાના સ્વામી દરશન દાખ મારા શા૦૧૪
પોષ માસે ના આવો તો મરીએરે, શા૦
વીખડાંને ખઈને તો ઘાતો કરીએ મારા શા૦૧૫
મુળ તેં તો કાપ્યાં છે આજરે, શા૦
લંપટને તો કશી ન આવી લાજ મારા શા૦૧૬
ભવસાગરમાં બુડી હું તો જાણી રે, શા૦
કોનાને ઝાલવડા તાણી સાણી મારા શા૦૧૭
તમ વીનાતો કયાંથી લીજે લાભરે, શા૦
તલે તો ધરતી ને ઊપરછે આભ મારા શા૦૧૮
ચુક અમારી નજરે શીછે ચહીરે શા૦
કઠણ હઈયાના થઈને ગયા વહી મારા શા૦૧૯
જીવડો અમારો વ્યાકુળ તેં તો કીધોરે, શા૦
પડતાને ઊપર તો પાય દીધો મારા શા૦૨૦
કુડું તેં તો મુજશું કીધું કામરે, શા૦
મહા મહીના તો એલેવેલે જાયરે શામળીયા,
શીયાળાની ટાઢો મુજને વાય મારા શા૦૨૨
સુતાંને બેઠાં તો સુનું લાગેરે શામળીયા,
સુખડાને સંભારી બાણ વાગે મારા શા૦૨૩

હીમ હવે તો પડવા માંડયું કેરરે શા૦
સેજલડી સુનીછે લાવો મેર મારા શા૦૨૪
હીમાલો તો હાડચોને અતી હીંડચોરે શા૦
દોહલા દીનની ભાગો મારી ભીડચો મારા શા૦
કઠણ વેળાના આવી સંકટ હરજોરે શા૦
વીનતાને તો વાલ કરીને વરજો મારા શા૦૨૬
ટળ વળતાને પાણી તમે પાવોરે શા૦
શીયાલો ગાળવાને ઘેર આવો મારા શા૦૨૭
વીરવારીને વઈને ત્યાં રહ્યારે શા૦
દ્વારકાંના સ્વામી મુઘાં થયા મારા શા૦ ૨૮
ફાગણ મહીને પ્રેમ વાડી રહીછે ફોરીરે શા૦
ઘેરઈયા રમેછે કેસર ઘોળી મારા શા૦ ૨૯
વંદરાવનની વેલો સરવે ફુલીરે શા૦
લીલીને રહીછે કાંઈ ડાલો ઝુલી મારા શા૦૩૦
દવના લાગ્યાં વન થયાંછે લીલાંરે શા૦
ફુલડીયાં ફુલ્યાંછે રાતાં પીળાં મારા શા૦૩૧
આંબલીએ તો મોર છે રૂડી રીતરે શા૦
બાવળીયા તો ફુલ્યા પુરણ પ્રીતે મારા શા૦૩૨
આ રતમાંતો ઓચનતાના આવોરે શા૦
કાગળીયા લખો કે કાંઈક કાવો મારા શા૦૩૩
કાહાને તો કહેવું ન પડે કાંયરે શા૦

ખીડયાને બળીએ છીએ રૂદીયામાંય મા૦ ૩૪
વીરહ તણા તો ભીતર ભડકા લાગેરે શા૦
દ્વારકાના સ્વામી સુતા જાગે મારા શા૦ ૩૫
ચઈતર મહીને અંત્યામાંતો ફરૂ રે શા૦
કારણ મારાં ઠારો ત્યારે ઠરૂં મારા શા૦ ૩૬
આ દુખડાંતો સુખે મેતો સહ્યાંરે શા૦
કઠણ હઈયાના એવા કેમ થયા મારા શા૦ ૩૭
ઊનાળાનો તડકો આકરો લાગેરે શા૦
ધરતીને ધીકો કામ જાગે મારા શા૦ ૨૮
મોહતણા તો ભડકા મુજને લાગેરે શા૦
ઘરમાંહે જઈને ઊંડા આધે મારા શા૦ ૩૯
વાલા તારી કુપલો કરમાયરે શામળીયા,
સંચ્યાં વીનાતો સુકાઈ સુકાઈ જાય મારા શા૦
ધુતારાને વાર ન લાગી જાતાંરે શામળીયા,
જમેરાને દયા ન આવી વાતાં મારા શા૦ ૪૧
છ મહીના તો ચઈતર મહીને થયારે શા૦
દ્વારકાના સ્વામી કયાં ગયા મારા શા૦ ૪૨
વઈશાખે તો વાર તમને લાગેરે શા૦
અબળા નારી તરત પ્રાણ તે ત્યાગે મારા શા.
ગોકુળ આવો ગીરધારી તમો ચાલીરે શા૦
બાતલડીઆ તો આપણ કરીએ વાલી મા

શા શામળીયા. ૪૪

સંસારી તો મુર્જને મેહેણાં મારેરે શા૦
કાનુડા સાંઊ કહીં પોકારે મારા શા૦ ૪૫
કે મુર્જને મેલીને તો ગયારે શામળીયા,
કુબજાના ભેલીડા જઈને થયા મારા શા૦૪૬
ચી તવ્યુ તે તો મારા મનમાં રહ્યુરે શા૦
અણચીતવ્યું તે આગળ થયું મારા શા૦૪૭
શું કરીએ બાઈ કરમતણાછે ભોગરે શા૦
આ વેળામાં કંથ તણો વીજોગ મારાશા૦૪૮
ઊભી ઊભી અરજ કરૂં છું તારીરે, શા૦
દ્વારકાંના સ્વામી જાજો ધારી મારાશા૦૪૯
જેઠ મહીને તો વાવલીઆ ઘણા વાયરે,શા૦
તારૂણીને તાલાવેલી થાય મારા શા૦ ૫૦
પંખીડાંતો પાવરા જઈને બેઠાંરે, શા૦
માળાતો ઘાલીને પ્રીતે પેઠાં મારા શા૦ ૫૧
પરદેશીતો પરદેશથી આવ્યારે, શા૦
સમાચાર કોઈ તમારા નવ લાવ્યામારાશા૫૨
મથુરાના વાસી તમે થયારે શામળીયા,
ગોકળીયાને જાણો ત્યાં શું રહ્યા મારા શા૦
આછું પાત્ર કંશતણીછે દાશીરે શામળીયા,
કુતારીએ રાખ્યાં રંગ વીલાસી મારાશા.૫૪

ચતુર હોયતે સારૂં નરસું જાણેરે, શા૦
વીવેકીતો મનમાં વાતો આણે મારા શા૦૫૫
દયા કરીને દુઃખ અમારાં કાપોરે, શા૦
દ્વારકાંના સ્વામી સુખડું આપો મારા શા૦૫૬
માસ અશાડે ચોમાસું ભરપુરરે, શા૦
વરસાળો આવ્યો તે જાનો ઊરમારા શા.૫૭
મધુરે મધુરે મેવલીઆ તો વરસેરે, શા૦
ઝડીઆને લાગીતો જીવ તળસે મારા શા.૫૮
નાની મોટી નદીઓનાં જે નીરરે, શા૦
વહીને ચાલે છે દરીઆ તીર મારા શા૦ ૫૯
જ્યાં જાઊ ત્યાં જળ તણો નહીં પારરે, શા૦
ધરતીએતો સજ્યોછે શણગાર મારા શા૦૬૦
મોર દાદુર બોલે છે મોટા વનમાંરે, શા૦
બપઈયો તરરયોછે એવા દનમાં મારા શા૦૬૧
એવી ટેક હોય તો એને મળજોરે, શા૦
પ્રેમીજનના સ્નેહી વેલા વળજો મારા શા૦૬૨
પંડ પડે પણ બીજાને નવ ભજીએરે, શા૦
દ્વારકાંના સ્વામી સુખડાં સજીયે મારા શા.૬૩
શ્રાવણ મહીને સરવડીયાં તો પડેરે શા૦
મેવલીઆ ગાજેછે વાદળ ચડે મારા શા૦૬૪
આડી અવળી વાદળીઆ તો ધાયરે શા૦

કાળા પીળા ડુંગરીઆ દેખાય મારા શા૦૬૫
વીજળીયોના ઝબુકા બહુ થાયરે શામળીયા,
જુવતીએ તે જરા ન જોયું જાય મારા શા.૬૬
ધરતી ઉપર જળ તણો નહીં પારરે શા૦
પગ માંડવાને નથી એકે ઠાર મારા શા૦૬૭
વળગેલાને વાટમાં નવ મેલોરે શા૦
ચરણ કમળથીપળ અળગાં નવ ઠેલો મારા શા૦
હજ રજનીતો આજમાં જાયરે શા૦
તમ વીના મેં તો નવ રહેવાય મારા શા૦૬૯
અવગુણનો તો એકે નથી પારરે શા૦
દ્વારકાંના સ્વામી કરજો વહાર મારા શા૦૭૦
ભલું થયું ભાદરવો ભલે આવ્યોરે શા૦
સુંદરીના મનમાં તો સારો ભાવ્યો મારા શા૦૭૧
સાઈયર બેઠી ભજન હું તો કરતીરે શા.
કાનુડાનું ચીતવન ચીતમાં ધરતી મારા શા૦૭૨
એવામાં તો સ્વપનું મુજને થયું રે, શા૦
ઝળહળ રૂપ આવીને ઊભું રહ્યું મારા શા૦૭૩
ભાવ કરીને હેતે મુજને ભેટયારે, શા૦
રંગ વધારયો શોક સરવે મટયો મારા શા.૭૪
સોહેજ તણું તો સારૂં લીધું સુખરે, સા૦
ઘણા તો દીવસની ભાગી ભુખ મારા શા૦૭૫

જનમ જનમની ભાવટ મારી ભાંગીરે, શા.
એવામાંતો ઝબક કરતી જાગી મારાશા૦૭૬
પાતળીયે તો પુરણ કીધી મેરરે, શા૦
દ્વારકાંના સ્વામી આવો ઘેર મારાશા૦૭૭
આસો માંસે દીવાળીછે મારેરે, શા૦
દીવાને કીધાછે સઘલે દુવારે મારાશા૦ ૭૮
ઋપા કરીછે માવાજીએ આજરે, શા૦
સારયું ને સુધારયુ મારૂં કાજ મારાશા૦૭૯
પુરવ જનમની વાચ્યા તે તો પાળીરે, શા૦
ઋપા કરીને વળા મારીવાળી મારાશા૦૮૦
કુળીને મરૂં છુ આનંદ અંગેરે, શા૦
માતીઉ વધાવુ સઈયર સંગે મારાશા૦ ૮૧
સંવંત અઢાર ને વીશ કારતક સારેરે, શા૦
એકાદશીયે પુરા મહીના બાર મારાશા૦૮૨
ગુરૂતણી કીરપાએ મેતો ગાયારે, શા૦
સાંતો સુણો અધીક મારી માયા મારાશા.૮૩
સેવક તારો સ્વામી પાસે રહેછેરે શા.
કરજોડીને દાસ દવારકા કહેછે મારા શા.૮૪
શીખે સુણે નીત્ય કરે અભ્યાસ શા.
બ્રીજમંડળમાં સદાય તેનો વાસમારાશા.૮૫
પુરશોતમ માસે આહળક હળીયારે શા.

સુખડાના સીધુ તે વેલા વળીયા મારા શા ૮૬
માનનીયો તો મળીને મંગળ ગાયરે શા૦
આનંદને ઓછવ ઘણેરો થાય મારા શા. ૮૭
તરીયા તોરણ મંદીરીએ તો ઝળકેરે શા.
મોતીડાની સેરો માંહી લળકે મારા શા. ૮૮
આરે ઝુણ કસતુરીની કયારીરે શા.
ચંદનની તો આકળીઓ દીસે સારી મારા શા.
ચોકમાં તો રોપાવ્યાછે રોપરે શા.
વારી તારા લટકા ઊપર ઓપ મારા. ૯૦
અરગ કપુરની આરતી સદા થાયરે શા૦
સુણતાં મારી કુબટ બુધી જાય મારા. ૯૧
ચોક ઊપર બેઠા દીનાનાથરે શા૦
દવારકાંના સ્વામી આવ્યા મારે હાથ મા૯૨

---

# તુળશિના મહિના.

ધનધન પાટણ ધન ધન ગામ, ધન તુળશી
તારૂ ઊતમ નામ; સાંભલો ગુણવંતા. ૧
અષાડે તુળશી રોપ રોપાવે,
દેવ દામોદરને નીદરા ન આવે; સાં૦ ૨
શ્રાવણે તુળશી દાદારે પાને,
હરખ્યાશ્રી નારણ તુળશીને નામે; સાં૦ ૩

ભાદરવે તુળશી લેરેરે જાય,
કંઠે સોવરાવે શ્રી જાદવરાય; સાં૦ ૪
આશોએ તુળશી આશા વધુંધ્યા,
દેવ દામોદરે ખોળામાં લીધાં; સાં૦ ૫
કારતકે તુળશી બાળ કુંવારી,
લગન નીરધારીને પરણ્યા મોરારી;સાં૦ ૬
માગશરે માણાવટડે ઠરીઆ,
શીયાળે તુળશીનાં આણાંરે કરીઆં; સાં૦૭
પોષ માસે પડયારે પોકાર,
તુળશી વના સુનો સંસાર; સાં૦ ૮
માહા મહીને શુધ બુધ ન ભુલે,
તુળશી વના ત્રીભોવન ફુલે; સાં૦ ૯
ફાગણ ફાગ ખેલેરે ગોવંદા,
પગરે પાવટડે હરી લેલાવટ ચદા સાં૦ ૧૦
ચઈતરે ચંત બોલે હેંડોળા,
હીંચકે હીંચે શ્રી ત્રરનજી ગોરા; સાં૦ ૧૧
વઈશાખે ખીલી ફુલવાડી,
બાળ ને ખાલે મેં રમત માંડી; સાં૦ ૧૨
જેઠ માસે તુળશી કરમાયાં,
સોલસે ગોપીઆ પાણીડાં ચાલ્યાં; સાં૦ ૧૩
તુળશીને કયારે ઘીના દીવલડા,

હરીહરી કરતાં જાય એના જીવડા; સાં૦૧૪
હું તમને પુછુ મારી તુળશીરે માતા,
કુણતારીમાતાને કોણતારોપીતા;સાંભલો,૧૫
ધરતી મારી માતાને આભ મારો પીતા.
દેવકીમારી સાસુને કારન ભરથાર. સાં૦ ૧૬

## થાભણદાસના મહીના.

કારતકે કોડામણોરે, શીલો પુનમકેરો ચંદ
વાલા રાધાજી કરે હરીની વીનતીરે.
ચરણ રાખો ગોવંદ વાલા. ૧
માગશરે મેલી ગયારે, પેલી ગયા પરદેશ
વાલા; ભર જોબનમાં ભામનીરે. અબળા
ચાલે વેશ વાલા. ૨
પોષ માસે પુછામણીરે, શાંભળ સાંઈ અરદ
વાત વાલા; શ્રી કારણ ચાલ્યા દ્વારકાંરે,
ગોળસે ગોપીના નાથ વાલા. ૩
માહા મહીને મન માહરૂં રે, ચીતડું વ્યાકુ
થાય વાલા; શમણાં લાગ્યા શ્રી રામનારે,
દીઠા જાદવરાય વાલા. ૪
ફાગણ માસો રૂડીઆંરે, વાગેછે તાલ-
મરદંગ વાલા; મધુરી શીવાય વાલો વાં-

સળીરે, હોળી ખેલે ગોવંદ વાલા. ૫
ચઈતરે ચીંતામણીરે, ના આવ્યો નંદકુમાર વાલા; કોઈ લાવે પીઊની વધામણીરે, આપુ એકાવળ હાર વાલા. ૬
વઈશાખે વન વેડીઆંરે, વેડીછે દાડમ દરાખ વાલા; કોયલડી ટહુકા કરેરે, શરવા લાગે એનો સાદ વાલા. ૭
જેઠ મહીનાનાં રણુ તપેરે, જેવા ઊનાળાના તાપ વાલા; લંકામાં જવાળા પરજલેરે, ઊભા રહ્યા રઘુનાથ વાલા. ૮
અશાડ માસ ભલે ઊલટયોરે, થાય વીજળીઓના વેગ વાલા; ભલીરે ઊલટી મેની વાદળીરે, વરસ્યા બારે મેઘ વાલા. ૯
શ્રાવણ વરસે સરવડેરે, નદીએ નીરમળ નીર વાલા; ભીંજે તે રાણી રાધીકારે, ભીંજાય દખાણીનાં ચીર વાલા. ૧૦
ભાદરવો ભલે ગાજીઓરે, શીતળ ચઢયાં વીશેષ વાલા; ગોરાંદે ભીંજાય ઘર આંગણેરે, પીઊડો ભીંજાય પરદેશ વાલા. ૧૧
આશો માસે દીવાલડીરે, સજે સુંદરી સણગાર વાલા; લેલાટ ટીલડી સોહયામ-

ણીરે, કંઠે એકાવળ હાર વાલા. ૧૨
બારે માસ પુરા થયારે, આવેલા અદેક માસ
વાલા; ગાય શીખેને સાંભલેરે, વીનવે થોભ-
ણદાસ વાલા. ૧૩

---

## મહીના

કારતક મહીને મેલી ગયા, હરજી હઈયામાંરા
ખો દયા; ગોકુળ કેમ કરી રેહેવાય, વાલમ
વહેલા પધારજોરે. ટેક.
માગશર મહીનેરે મહાલતાં, હરીને આં
ગણીએ બોલાવતાં; કરતાં વહાલપણાની
વાત, વહાલમ વહેલા. ૨
પોશે પ્રભુ ગયા પરદેશમાં, મેલી અબળા બા
ળ વેશમાં; સુતાં સેજે નવ સહેવાય, વા૦ ૩
માઘે મોહનજી મન સાંભરે, ગોપીની આંખડી
એ આંસુ ઢલે; સુનો વહાલા વના સંસાર,
વાલમ૦ ૪
ફાગણ મહીને વન ફુલી રહયાં, રમતાં ર
શીઆની ભુલી ગયાં; રશીયા શેણે ચઢાવો
રીશ; વાલમ૦ ૫
ચઈતર મન ચંચળછે માહરૂં, હુતો ધ્યા

જ ધરૂં પ્રભુ તાહરૂ; ઘડી એક જુગ બરા
બર જાય, વાલમ૦ ૬
વઈશાખે વાટડીયો જોઈ વળી, પોતે ચાલે
પાવડીએ ચઢી; સુના જળજમનાંના ઘાટ, વા. ૭
જેઠે જીવન જોવા નીસરી, સજવા સણગારો
વીસારી; ગીરધર ઘડીએ નવ રહેવાય, વા૦ ૮
અશાડે છે આશા બ્રીજનારને, મોહન મનમાં
વાત વીચારને; પ્રીતમ આવે રહેશે પ્રાણ, વા. ૯
શ્રાવણ શેરડીયો શોધીવળી, દીઠી મેં ન તમારી
મંડળી; મેં નવ દીઠા નંદકુમાર, વા૦૧૦
ભોજન ભાદરવે ભાવી રહયાં, વહાલા વચન
તમને શાં કહયાં; વીનતા જુએ તમારી વાટ, વા.
આસો મેં જાણ્યું હરી આવશે, તીયારે દીવા
ળી દીલ ભાવશે; દીપક થાશે ઘેરે ઘેર વા૦૧૨

---

## દલપતના મહિના.

### રાગ ઓધવજીના સંદેશાનો.

કારતક મહીને અબલા કહેછે કંથને, હવે
શીયાલો આવ્યો સ્વામીનાથજો; હીમાળુવા
વહાયરે હલકી ટાઢડી, શું શોધો પરદેશ
જવાના સાથજો; એ મહીને નવ જઈએ

પીયુ પરદેશમાં. ૧

માગશર મહીને હોંસ ઘણી મનમાંહરે, રશીયા સંગ રમ્યાની મોઝમ રાતજો; ઘુંઘટડો કાઢીને ઘર આગળ ફરૂં, પીયુ મેલો પરદેશ જવાની વાતજો; એમ મહીને૦ ૨

પોશે જે અબળાને પીયુ પરહરી, તે નારીનાં પુરણ ભળીયાં પાપજો; સારારીએ રહીને તે શું સુખ ભોગવે, મહીયરમાં નવ ગોઠે માને બાપજો; એમ મહીને. ૩

મહા મહીને નવ કરીએ નાથ મુશાફરી, ઘણી સાંહે જઈ લાવો ખારી ખારેજો; વહુ થી ને જમશું રે મારા વહાલમા, જરૂર નહીં જાવા દઉં ઘરથી બહારજો; એમ મહીને. ૪

ફાગ રમે ફાગણમાં નરને નારીયો, ઘેરઘેર નઉતમ કઉતક નવલાં થાયજો; જે નારીના નાવલીયા નાશીગયા, કહો તેણે કયમ નજરે નાખું જાયજો; એમ મહીને. ૫

ચઈતરમાં ચતુરને પંથ ન ચાલવુ, જો ઘેર નારી સારી ચતુરસુજાણજો; વહાલપને વચનેરે પીયુને વશ કરે, નીરધારયાં તે પડયાં રહે પરીયાણજો; એમ મહીને. ૬

વાવલીયા વહાયારે પીચુ વઈશાખના, રજ
ઊડને માણકમેલુ થાયજો; નથનીનુ મોતીરે
હીરો હારનો, કહો પરહાથે કયમ તે
ધીરયો જાયજો; એ મહીને. ૭
જેઠતો પરદેશે જાવું દોહેલું, ઘામ ઘણેને લુહા
તવી લુ વહાયજો; કોમળછે કાયારે મારા
કંથજી, વણ સીંચ્યાં જયમ ફુલડીયાં
કરમાયજો; એ મહીને. ૮
અંબર ઘન છાયોરે મારા અશાઢનો, મોર
બોલે મે વરસે મુશળ ધારજો; કચરાને કાદ
વરે મચીયા મેદનો, પંખી માળા ઘાલે ઠારો
ઠારજો; એ મહીને. ૯
શ્રાવણમાં શીવ પુજીને સુખ માગીયે, વહાલાં
ના નવ હોજો કદી વીજોગજો; ઊમીયાના
સ્વામીજી આપો એટલું, સાસુના જાયાનો
નીત સંજોગજો; એ મહીને. ૧૦
ભાદરવો ભરજોબનનો ફરી નહીં મલે, વહી
જાશે જેમ નદીયો કેરાં નીરજો; એવારે
દીવસ નવ એળે કાઢીયે, વાત વીચારી
જુઓ નણદના વીરજો; એ મહીને. ૧૧
આશોના દીવસતો અતી રળીયામણા, ખાવું,

પીવું, કરવા નવલા ખેલનો; ભેળાં બેશી
જમીએ રમીએ સોગઠે, છાતીમાં ભીડીને
રાખુ છેલનો; એ મહીને. ૧૨
માસઅધીકમાં અધીકપણે શું કીજીયે, રહો
જોડીને નેણ સંગાથે નેણનો; જેમ ન છુટે
છુટો કાચ બીલોરનો, દલપતના પ્રીતમ છો
જાણ પ્રવેણનો; એ મહીને. ૧૩

---

## ભુમાનંદના મહિના

સખી કારત કેમ કરી જાય, મોહન મેલીગયા;
ખાલી મંદીર ખાવા ધાય, દીવસ દુખના
રહયા.
સખી સુની દેખીને સેજ, અંતરમાં અતી બલે;
મેલી પીયુ ગયા પરદેશ, શોક શેણે ટળે.
સખી પળ જુગ જેવી જાય, જીવન કેમ નીસરે;
દીધાં સુખ દેખાડીને હેત, વીસારયું નવીસરે.
સખી દીલમાં લાગ્યો દાહ, પડી હું પરજલું;
હવે ભુમાનંદનો નાથ, આવે કયારે મલું. ૧
સખી માગશરે માહાદુખથાય, પીયુગયાપરહરી
નથી સંસારમાં સુખ લેશ, વાલા વીનાગેકરી.
સખી વારી વીનાનાં મીન, શેણે થાય સુખીયાં;

તેમ તલફીને પડશે તંન, દારૂણ અમે દુખીયાં.
કરૂં પીયુ પીયુ પોકાર, ઊભી જોઊં વાટડી;
મારૂં થઈ ગયું વજર શરીર, ન રહે છાતડી.
સખી નેણમાંરાવરસેનીર, આગ જલે અંતરે;
ગયા ભુમાનંદનો નાથ, નાખી પરતંતરે. ૨
સખી પોસે પીયુનો વીજોગ, લાવશો લીજીયે;
હવે દીલના દુખની વાત, કોની આગે કીજીયે.
સખી સુના ચઊદે લોક, ચડે મારી નજરે;
હવે સજીયે શા સણગાર, ન આવે મજરે.
મને ઊતારી ઊંડે કુપ વરત વાઢી ગયા;
મેલી અબળા એકા એક, એને ન આવી દયા.
ગયા પુરી પીંજર માંય, ઝુરી ઝુરીને મરૂં;
આવે ભુમાનંદનો નાથ, તો દરશન કરૂં. ૩
આવ્યો મહા દુખનો દરીઆવ, પાર કેમપામી
યે; મને મેલી તને મધ્ય, તણાતી સ્વામીએ.
તોય પાપી પ્રાણ ન જાય, દોષ કેને દઈએ;
તે તો વેરી વીધાતાનો વાંક, એમ સમજી રહીયે
સખી ઊછેરી અમરૂત પાઈ, ભીડીને ભુજમાં;
તેણે કરયો અમારો ત્યાગ, તે તો વાંક મુજમાં.
સખી પીયુ રીઝાવ્યાની રીત, વાલે બહુ વાવ
ડી; ભુમાનંદ કહે એનો શો વાંક, મને નવ

આવડી. ૪
સખી કુળ્યો ફાગણ માસ, વસંત વહી જાયછે
હવે કે સંગ ખેલું ફાગ, ઊચાટ એ થાયછે.
વાલો બાંધી વસંતી પાગ, સુંદર છોગાં મેલતા
ગલે પેહેરી ગુલાબના હાર, રંગે શું રેલતાં.
ભરજોબન મારૂં જાય, વરૂથા વાલા વના;
હવે શો કરીયે ઊપાય, થાય બખશીસ ગના.
સખી હોળી હઈયામાંય, વાલા વીનાગે બલે;
દેખું ભુમાનંદનો નાથ, શોક ત્યારે ટલે. ૫
સખી ચઈતરે ચીતમાં ક્ષોભ, અતીશયથાયછે;
મારે પીયુ વીના પળ એક, જુગજેવી જાયછે.
સખી મોહનમળવાની એક, અંતરમાંધાંખડી;
જોઈજોઈ જીવનની વાટ, ખોઈ મેં'તા આંખડા.
સખી અબળા એકાએક, મરીશુ રડવડી;
કેમજાઊ પીયુની પાસ, દીશા એકે નવજડી.
સખી વીરહવતીને તાપ, અંતરનોત્યારે ટલે;
જયારે ભુમાનંદનો નાથ, ભીડી ભુજમાં મલે. ૬
સખીવઈશાખેવળ્યાવન, વાલોહજીનવવળ્યાં;
નાવે નીંદરાનભાવેઅન્ન, કયારે થાશે ભેળયાં.
અતી અંતર વીરહનો તાપ, ઊપર લુ વાયછે;
શેણે શીતળ થાય શરીર, ઊચાટએ થાયછે.

મને મેલી મહાવનમાંય, હેડી હાલી ગઈ;
મારા દીલના દુઃખનીવાત, કેને જાએ કહી.
સાખીએકેનરહયોઆધાર,કયાંજઈનથોભીયે
હવે ભુમાનંદના નાથ, વીના શું શોભીયે. ૭
સાખી જોઠે જગજીવન, મને મેલી ગયા;
મેં તો કરયો અતી કલપાંત,તોએનાવીરયા.
સાખી અબળાનું શું જોર,ચાલે જે રાખીયે;
થઈ નાથ વીનાનાં નીરાશ,નીશાસાનાખીયે.
સાખી પીયુંસંગરમવાનીહામ, હઈયામાંરહી
બાઈરશીકશીરોમણીશ્યામ,કંગાલહુ થઈ.
કાઢી સુખ સાગરથી બાર,નાંખી દુખદરીયે;
હવે ભુમાનંદના નાથ, વીના શુંશોભીયે. ૮
આવ્યો અષાડ ચમકે વીજ,ગાજે મેઘલાઝરે;
બોલે બપઈયા દાદુરમોર, કોયલ ટહુકા કરે.
કોરે કાળજ એના બોલ, અંતરમાં ઊડાંગરી;
ચલીઘોર અંધારી રાત,વીતે શોગ કરી.
નવ જાયન એલેજાએ,પીયુને કયારે મલુ;
અતીઅંતર વીરહનો તાપ,તેણે હુતો બલુ.
દેખીધન સજી સણગાર,ધરા નીલી થઈ;
નાવ્યા ભુમાનંદનો નાથ,તેણે હું સુકી રહી.૯
સાખી શરાવણે વરસાદતો, વરસે શરવડે;

તેણે નાંખ્યાંનદીયે પુર, સરોવર ભરયાંજળથકે.
પાકયાંતરણુવેલીયોઅન્ન, સરાઆવીસહુને:
પીયુવીના પતીવરતાનાર, દેખે દુઃખ બહુને:
સુનેમંદીર આબળાં હુ એક, જાયકેમ જામની;
બોલેતમરાં અંધારી રાત, કંતવીનાંકામની
અમને એધુર અમરતપાઈ, રાખ્યાંછે સુખાયાં
હવે ભુમાન દના નાથ, વીનાના દુખીયા. ૧૦
સખી ભાદરવે ભરપુર, નદીઓ જાયછે;
તે તો સાગરને સંગમ, થવાને આયછે.
મને પીયુ મળવાની પ્યાસ, અંતરમાં તોઘણી:
પણ કેમ કરી થાય મેળાપ, ન સરજી પંખણી
શરદ રૂતુમા આવોજોશામ, રંગેભરયાં રમીયે
પાકયાંસરવે નવાંનવાં અંન, જમાડીને જમીયે
સખી સોભેનહી શણગાર, અંગે તે શુ ધરૂં:
હું તો ભુમાન દના નાથ, વીનાઅડવી ફરૂ. ૧૧
જાય ઊતમ આસો માસ, દીવશ દીવાળીરે;
ઊભી જોઊજીવણ ની વાટ, મારગસામુ ભાળીરે
લખુ કાગળ કોયલ લઈ જાઓ, આપોમારાનાથને
હુ તે કેમ કરીરાખુ પ્રાણ, કોડે જોડી હાથને.
ગયા વીતી બારે માસ, સંદેશો ન મેલીઆ;
મારા દીલમાં દુખનો આજ, રીણાવર રેલીઅ

મારીવીન તીવાંચીનેવાલા,ઊતાવળાઆવજો।
શું માન દકહેનહીતામનેનાથ,તુરતતેડાવજો।૧૨

## બ્રમાનંદના મહિના.

### . રાગ ધોળ.

જોઉ જીવણ ચાલીયા, નીરમોહી મારા નાથ;
દરશનવીના દુખીયોઘણો,સરવેવરજનોસાથ;
અંતરતાપ વીજોગનો, શુ ખારથી વહાય;
મળ્યાવીનાહવે માવજી,જુગતુલ્ય રજનીજાય;
ફળીયામાં ઘોડીફેરતા,ધરતાછોગલાં શીશ;
તે દીન કયારે દેખાડશો, ડોલરીયા જગદીશ;
પ્રાણજીવન હવે પુરીયે, હઈયા કેરી હામ;
બ્રમાનંદના નાથજી, આવો સુંદરશામ. ૧
અશાડે અલબેલડા, પવનજું પુરૂં જોર;
ઝુકીઆવી આકાશમાં,ઘન ઘટા ચારે કોર·
હુલજુલ્યાં ફળ પાકીઆં,પાલવીયાં વનપાન;
એ રતે પ્રીતમ આવીએ,કરૂણા સાગરકાન;
પરેમ સુધારસ પાઈને, કીધાં મોટેરાં માવ;
મેલીને મથરાં ગયા, ન ઘટે મારા નાવ;
અંતરમાં રહેતો નથી,એકઘડીએ આરામ;
બ્રમ્હાનંદના નાથજી, આવો સુદરશામ. ૨

શ્રાવણ વરસે શરવડે, નદીયે નીર ન માય;
આવો હવે અલબેલડા, મળવા મન લલચાય;
વરસે ઝુંલી વેલડી, અંબુ અપરંમપાર;
કોઈક શીવ પુજાકરે, મોડે ગાય મલાર;
હરીયાવી ડુંગર ઊપરે, કરે કઈ વરત નેમ;
આ રતમાં અમે તમવીના, કહોનેરહીએકેમ;
સરવે સુખ શંસારનાં, તમ વીનાછે હરામ;
જામણા નંદના નાથજી, આવો સુંદરસામ. ૩
ભાદરવામાં ભુધરા, નદીયે આવીયાં નીર,
એ રતે રહેવું નવ ઘટે, છેટે શામ શરીર;
પ્રથવીએઅંબરપેરીઆં, નીલાં અતીનવરંગ:
એરતે સરવે શીતળથયાં, આબળાહાજેછે અંગ;
મધુરા બોલે મોરલા, ઘન છાયો આકાશ;
એરતે વહાલમ આવીયે, પુરો અંતર આશ;
લટકાળા લાગી રહી, ઝંખના આહો જામ;
જામાનંદના નાથજી, આવો સુંદરશાંમ. ૪
સરદરૂતુ સોહામણી, આવીઆ આસોમાસ;
એ રતે વહાલમ આવીયે, રમવા સુંદરશામ;
નીરમળ અંબરથઈ રહયાં, થયાંનીરમળનીર;
નીરમળ નાથ પધારીએ, છોગાળા બળવીર;
દશરાએ હળ ચાલીયાં, બાંધ્યા નદીએ ઘાટ;

એ રૂતુમાં અલબેલડા,વળી વળીનાણીવાટ;
છેલછબીલા શામળા, ઠરવાનું છે ઠામ;
બ્રમાનંદના નાથજી, આવો સુંદરશામ. ૫
કારતકમાસે કાનજી, વાટ જુએ વરજનાર;
અંતરણીતાપો ઘણો, લોચનીએ જળધાર;
અલબેલાવર આવીએ, ડોલરીયા સુખદેણ;
વાટજોઈ જોઈવહાલમા,ઝાંખાંથઈ ગયાંનેણ;
એકાદશી પ્રબોધની, ઊત્સવનો ઠરાવ;
એરતે અહીયાંઆવીએ,મીઠડા બોલા માવ;
તમ સારૂં તલખે ઘણું, સારવે ગોકુળ ગામ;
બ્રમાનંદના નાથજી, આવો સુંદરશામ. ૬
માગશર મહીનો આવીયો,બેઠી રત હેમંત;
પ્રીતમજી ન પધારીયા, કોમળમારા કંથ.
સારસડાંપણ સભાગીયાં,જયાંત્યાજોડી જાય;
અમને મેલી એકલાં, ગયા ત્રીભુવન રાય;
સારસ રીત નીરમાં, ફુલ્યાં કમળનાં વરંદ;
અમને કહી ફુલાવશો, છોગાળા વરજ ચંદ;
અરજશુણો આળસ્યતનો, કરો પુરણ કામ
બ્રમાનંદના નાથજી,આવો સુંદરશામ. ૭
પોશમહીને પ્રેમદા, હેરે વાટ હમેશ;
કઠણથયા કેમ કાનજી, જઈવસ્યા પરદેશ;

જળથળશીતળથઈરહ્યાં,શીતળસેજસમાજ
અંતરશીતળ નવ થયાં,વણદીઠે વરજરાજ;
પંગતીમાંરરીષીરસતા, કરતાઅતીમનુવાર:
તે દીન અમને સાંભરે, વહાલમ વારમવાર:
રશીયાજી તમે રીઝીને, દેતા વસ્ત્ર ઈનામ:
બ્રમાનંદના નાથજી, આવો સુંદરશામ. ૮
માગહીનામાં માવજી, બોલે સંત વસંત;
આ રતમાં અલબેલડા, કેમ નાવીયા કંથ:
પ્રીતમ આવી પંચમાં, લોક ખેલેછે ફાગ;
વહાલમતમવીનાવાધીયો,વરજત્રીયાનેવેરાગ;
ઓરડીઆ નીચે ઓસરી,ખુબકરતા ખેલ;
એદીન અતીશય સાંભરે, રૂપાળા રંગ રેલ;
અરજસુણીહરીઆવીયે,વાટજુએવરજરાય
બ્રમાનંદના નાથજી, આવો સુંદરશામ. ૯
ફાગણ ફાગ રમાડવા, આવો પ્રાણ આધાર;
શ્યામ સનેહી શામળા, વાટજુએ વરજનાર;
નરનારી હોરી રમે, લોકની તજી લાજ;
આવે ટાણેહરીઆવીએ,રંગભીનેવરજરાજ;
ચાકડીએ ચડી ચાલતા, છત્રીની કરી છાંય;
લટક તમારી લાલજી, ચોરી ચીતડા માંય;
અંતરજામી આવીએ, દાહલીવળાના દામ;

વ્રજમાં નંદના નાથજી, આવો સુંદરશામ; ૧૦
ચઈતરમાસે શામળા, આવ્યા નહીઅવીનાશ
વનસ્પતી સઊપાંગરી, પ્રફુલ્યાંછે પલાસ;
ચંપા, જાય, ચંબેલીયો, ફુલી લતા અપાર;
એરતેકેમન આવીયા, ભોગીભરમર ભરતાર;
ઓરડીયા તણી ઓસરી, ખુબ કરતા ખ્યાલ;
તે દીનકયારે દેખાડશો, નટવર નંદલાલ;
કેદીનકરશો કાનજી, આવી અહીયાં મુકામ;
વ્રજમાનંદના નાથજી, આવો સુંદર શામ. ૧૧
વઈશાખે વરજ વીનતા, પંથજુએ કરી પ્રીત;
તુ આવીહરીના આવીયા, ચીંતાવાધીછેચીત;
કોયલડીકરે ટહુકડા, આંબે આવીછે સાખ;
મારગસામું માવજી, જોઈ જોઈ પાકી આંખ;
વહાય ઊન્હો વાયરો, થળજળ ઊંડાં જાય;
તમવીનાતનઅમળાતણાં, ઊન્હાંત્રીભુવનરાય
મળવાકારણ માનની, ધરે અંતરે હામ;
વ્રજમાનંદનાનાથજી, આવો સુંદર શામ. ૧૨
બારેમાસપુરા થયા, આવ્યો માસ અધીક;
પ્રીતમપણ ન પધારીયા, ઠરયા મથુરાંમાં ઠીક;
અધીકમહીનેઅતીઘણી, આશાહતીમનમાંય
તમવીના સુનીસેજડી, મળવામન અકળાય;

પહેલી લગાડી પ્રીતડી, રહેવું ન ઘટે દુર;
તમવીના મારાનાથજી,હઈડે દુઃખ ભરપુર;
બ્રમાનંદની વીનતી, ઊર ધરો અવીનાશ:
મહેર કરીને માવજી, તેડી લેજોરે પાસ. ૧૩

## રતનાના મહીના.*

(સાખી.)

કારતક રસની કુપળી નયણાંમાં ઝળકાય;
અંગ સમારે રાધકા, મનરથ રહયો સોભાય.
કારતક કંથ મેલી ગયા, સાંભળ સઈયર વાત;
ગોકુળનીરે ગોવાલણી, ઘસવા લાગીરે હાથ:
વાયદા ઊપરવધતા ગયા, દીવશ ગણતાંરે માસ
અમોરે વીરવાસે વળગી રહયા, મોહન મળ

વાની આશ;

સગાંરે સહોદરછે ઘણાં,નાથવીનાનીશી નાર;
બળરે કરી કેમ બોલીએ,મસ્તક નહીરે મોરાર
અમોરેમળતાંસુંમળીગયાં બાકીરાખ્યું નકાય
કેહેવા શરખું રહયું નહીં, જાણે જાદવરાય;
પુરવની પ્રીતસંભારીએ, જાણી પોતાનીદાસ;
રત્નાનારવામીરેસામળા,પુરોઅબળાનીઆશ
ઓધવજીરે સંદેશડો,કહેજો મથુરાંમોઝાર;
ને દહાડાના ગયા નાથજી જુરેબ્રીજની નાર,૧

(સાખી)

માગશર મન મેગળ થયો, ઊપર નહીં અસવાર;
મધુપુરમાં વાસો વશ્યો, અંકુશનો દેનાર.
માગશર મહીનો આવીયો, નાવ્યા નંદકુમાર;
સંભારતાં સાંસો પડે, આંખે આંસુની ધાર;
આશાઊમેદ અવતરયાં, અબળાનો અવતાર;
કહાને અમે કેમ કીજીએ, મેલીગયારે મોરાર;
પ્રથમતો મધુકર મોકલ્યો, વાલે કાઢયોછે જોગ;
આપણ અબળાને એ ઘટે, જાણો કરમના ભોગ
ઘરમાં તે હળવી હું પડી, બહાર નવરે બોલાય
કુવાતે કેરી છાંયડી, કુવામાંરે સમાય;
મળતાં મોહોટ મન વરાખીએ, આવો શ્રીભગવાન
રત્નાના શામીરે શાંભળો, દાને દરસનદાન;
ઓધવજી. ૨ (સાખી.)
પોશતો પરવશ પડી, વરહે વાદ્યો અતી અંગ;
ઓશડગુણ લાગ્યો નહીં, ડશીઓ રયા મભુજંગ
પાસે તો પેહેલા પુરમાં, જોબન બાળ વેશ;
પુરણ પાપ તેનાં મળ્યાં જેનો પીયુ ગયો પરદેશ;
આછી પટોળીરે ઓઢવા, શીયાળાનીરે ટાઢ;
પાંચ પહોરની રાતડી, વાલે કીધીછે રાઢ;
સાંજ સંજોગે સઊ મળ્યાં, જુવે વાહાલાની વાટ;

વીસારયા કેમ વીસરે ઊભા જમુનાને ઘાટ;
ઘણું રે ગાંડું કરી રાખીએ, હઈયું નવરે હાથ;
પ્રીત કરી કેમ પરહરયાં, નાવ્યા નગણારે નાથ;
બળતી બોલું છું હું હવે, રખે રાખતા રીશ;
રઘનાના શામીરે સામળા, પાયનામું છું શીશ;
ઓધવજી. ૩ (સાખી.)
મોહામહીનેમન માહરૂં, આકુળ વ્યાકુળ થાય;
રૂએ વીનાઅણ રાધકા, એક ન સુજે ઊપાય;
હજી હરી શે નવ આવીયા, આવ્યો મકર માસ
ભાગ્યવીના કેમ પામીએ, વાલાજીના વીલાસ:
કુબજા સરખી કામની, આવી હરીને હાથ:
આપે કાળાને એ કુબડી, મલી ભજીએરે ભાત;
સરખા સરખી શાહેલડી, જમુનાના હાવા જાય:
પુજીને માગેરે પેમદા, મળજો જાદવરાય;
એક દુખે અમો દાઝીએ, બીજું કુબજાનું સુળ:
નીરગુણ જાગ વળી લખે, દાઝા ઊપર લુણ:
દયારે દામોદર દીલ ધરી, બેઠાશ્રી ભગવાન;
રઘનાના સ્વામીરે શામળા, કયારે મળશોરે;
કાન; ઓધવજી. ૪ (સાખી.)
ફાગણ આવ્યો હે સખી, કેસું ફુલ્યાં રસાળ;
રૂદન કુલા રાધકા, ભમર કનહીયો લાલ;

સઘલોશીયાલોવહીગયો, આવ્યોફાગણમાસ;
અંતરમાંઅતીઉપજે, હોળીરમવાની આશ;
વસંતવધાવાને હું જતી, કંકુભરીને કચોળ;
કેસરી શાળુરે પહેરવા, મુખભરીને તંબોળ;
અબીલ ગુલાલ ઊડેઘણા, વાગેતાલ મરદંગ;
કોકીલસબ્દશોહામણા, કંપે અબળાનું અંગ;
તરૂવર આંબો મોરીયો, ફુલ્યાં કેસુડાં વંન;
એસો અબળાને એઘટયું, મરવું મુંઝાઈ મંન;
વેરીવીધાતાએ લખ્યો, વાલાતણોરે વીજોગ;
રત્નાના સ્વામીરે શામળા, આવીકરો સં
જોગ; ઓધવજીરે.૫ (સાખી.)
ચઈતરે ચતુરાં રસભરી, ઊભી જમુનાં તીર;
પંથન્યાળતી પરેમદાં, રડતાં ભીંજે ચીર;
ચઈતર માસના ચાંદલો, રૂડી નીરમળરાત;
સ્વપનામાંસ્વામીરમીગયો, હેતથઈરળીયાત;
જાગીને જોતાં દીસેનહીં, ફાળપડીછે પેટ;
બોલાવ્યા બોલે નહી, નાસી પેઠારે નેટ;
કોમળકરધરી દીવડો, ચતુરાં ન્યાળે ચોપાસ;
ખોળતાંખુટીરેરાતડી, નમળીયાશ્રીઅવીનાશ
ચાઇશ્રીરાત પરોઢીયું, ઊઠી પ્રાતસકાળ;
જોસીડાનોસસંભાળજે, આશું આળપંપાળ

સુખસ્વપનાનું સાંભરે, ભીતર ભડકારે થાય,
રત્નાના સ્વામીરે શામળા, આવી મળતાંએ;
લાય; ઓધવજીરે. ૬ (સાખી.)
વઈશાખ આવ્યોહે સાખી, વહીગયા ખટમાસ;
હજી સંદેસો નાવીયો, કાગળની શી આશ.
વઈશાખે વહાયા વાવલા, પાકયાંદાડમ દરાખ;
પાકીતરાંયણ આંબલી, ગળીઆંબાની સાખ;
લુકનાંલહેરાં લાગેઘણાં, બહાર નવ નીસરાય;
ધરતી ધખેને રવીતપે, કોમળ મુખ કરમાય;
ફુલડાંની સેજસ મારીયે, બેહેકે ચંપોનેજાય;
વાલાજી કેરે વીંઝણે, કેને ઢાળું વાય;
માંગસમારૂ રે મોતીયે, સેંથે ભરૂં રે સીંદુર;
નાથજી લહાવો લીજીયે, જોબનજાય ભરપુર;
ગરીબમરૂતુઆતીદોહલી, વાલા વીચારોમંન;
રત્નાના સ્વામી શામળા, સોંપ્યું તનમન ધન;
ઓધવજીરે. ૭ (સાખી.)
જોડે જોડી સોગઠી, પાસાલીધા હાથ;
જાણ્યું પડશે પાધરા, અવળા પડીયા નાથ.
જોઠલગી જોઈ વાટડી, કોઈ આવેને જાય;
કાગળકટકો મળયોનહીં, લખવા જાદવરાય;
મરત્રુતેમુખથીકયમકહું, મરણહરીનેરે હાથ;

પીતમગત મરૂતાથઈ રહી, જાણેવઈકુંઠનાથ;
સગપણસાચું સહીકહે, પ્રીત પીતળ પ્રોક;
એરેઊખાણાસાચોમળીયો,ભલાહસાવ્યાલોક
દોષઅમારા અદરષનો, વાહ્મજીનો શો વાંક;
સુખદુખસરજયું દેહને,મારી વીધાતાએટાંક;
ચતુરથઈ નવચુકીયે, જાણે અબળાનો ધરમ;
રત્નાના સ્વામીરે શામળા, વળતી બેસશે
કરમ; ઓધવજીરે· ૮ (સાખી.)
અષાડઆવ્યો હેસખી, કેમ કરી કાઢું દન;
નાથનમેરા થઈરહયા, હૃદેપડયારે રતન.
અશાઢેઘન ઊલટયો,આગ્યા વરસેરે મેહ;
વીજલડી ચમકાકરે, વાલે દીધોરેછેહ;
મોરના સોર સોહામણા,દાદુર બોલેરે જોર;
કોયલડી ટહૂકાકરે, નાવ્યા નંદ કીશોર;
રાતઅંધારી ઊઠઆગીયા,દેખી ઝબકેરેમન;
દીવડાદીશે બીહામણો, નાવ્યા જગજીવન;
લીલાચરણા અવનીએ ધરયાં, તરૂવર ગોર
ગંભીર;
પંખીડેમાળાઘાલીયા,જયાં ત્યાંભરીયાંરેનીર;
નાગીડા પણ પંથપરહરી,બેઠાએકઆસંન;
રત્નાનાસ્વામીરેસામળા,આવો જીવજીવંન;

ઓધવજીરે. ૯ (સાખી.)
શ્રાવણ માશે સજ થઈ, દરપણ નીહાળે અંગ;
તતક્ષણ તે ધરણી ઢળી, જાણે ડશો ભુજંગ;
શ્રાવણમાસ સોહામણો, હીંડોળાનારે દંન;
હીંચતે રાણી રાધકા, ઘણું પીડે અનંગ;
સખી સાહેલી સઊ મળી, જમુનાનાહાવારેજાય
કેસરી તીલક સોહામણું, કોમળ રંગ્યારે પાય;
ગઊરીપુજે સાહેલડી, ઊરમાં પુષ્પની માળ;
બીજારે કરમાં કંકાવટી, મુખે શ્રી ગોપાળ;
ચાર પહોરના જાગણ કરે, ગોરી ગરબારે ગાય
રાત થોડીને રમત ઘણી, રખે વહાણુંરે વહાય
શ્રાવણે પાકયો આંબલો, કોને કરીએ ભેઠ;
રત્નાના સ્વામીરે શામળા, આડો જમુનાનો બેટ;
ઓધવજી. ૧૦ (સાખી.
ભાદરવે ભવન પાંચમે, ઢળકે હીંડોળા ખાટ;
પુષ્પને પંખે પદમણી, જુએ વાલાની વાટ;
ભાદરવો ભરપુરમાં, ભલું જણાય નીર;
ગગન વીશે કરે કાટકા, નાવ્યા નંદકીશોર;
ઊતર દેશથી ઊલટયો, થયો ઘોર અંધાર,
વીજલડી ચમકા કરે, ના આવ્યા નંદકુમાર;
પંચરંગના આભમાં, મોટા તાણ્યારે મચ્છ;

ચંપક વરણીરે રાધીકા, ચીર ભીજાય રવરૂછ;
નદીએ નીર ભરયાં ઘણાં, નવદીશે ઊતાર;
વેરણ જમુના પુરે ચડી, પીયુડો પેલેરે પાર;
બાળ બધું સુખ દેહનું, જેનો નાથ નઠોર;
રતનાના શામીરે સામળા, બળતી બોલું છુ
જોર; ઓધવજી. ૧૧ (સાખી.)
આસોએ આશા હતી, મળવાની મનમાય;
ઓધવજી બસે આવીયા, વીરા થાઓ વીદાય;
દુખના દહાડારે વહીગયા, આવ્યો આસોરે માસ
સાઊકા સાપરમે દહાડલે, વસે પોતાને વાસ;
નવરે દહાડાં ગયાં નોરતાં, નાવ્યારે દસરારે માય;
મોટો ઓછવ દીવાળીનો, આવી કરશો હાંય;
સખી સાહેલી સઊ મળી, હરીને લેવાને જાય;
આણે મારગ હરી આવશે, ઊલટ અંગનમાય
ધનતેરશ ધન ધોઈને, સજયા સોળ સણગાર;
નયણે તે કાજળ સારીયાં, મળવા નંદ કુમાર;
કોમળ કરમાંરે દીવડો, હઈડે હરખ અપાર;
હરીનેનીહાળવાનીસરી, ઊભીઆંગણાબહાર
મનના મનોરથ વહીગયા, એક ન સીધ્યું કાજ;
રતનાના શામીરે શામળા, વાલું કીધું છે રાજ;

ઓધવજીરે. ૧૨ (સાખી.)
અધીકમાસ વળીઆવીયો,તેથીઆવ્યોત્રાસ
વળી એ કેવો વીતશે, વીતયાઆરે માસ;
બારે માસતો વહી ગયા,તેરમાની શી પેર;
પુરૂશોતંમ પેહેલો નથી, કોણે કીધોછે ફેર;
બારરવી બારપરવણી,અધીકુ ઓછું નથાય;
અધીકમાસકરમેકાંલખ્યો,ઘણો થયોદુખદાય;
વરષ પછવાડે વાછડું,મુંકયો મળમાશ;
રખે વળીઅણોહમો કરે,એનો શોવીસવાસ;
રાધા,લલીતા,ચંદરાવળી,ભામા આદેબેવામ
સખીકોના મન મનાવીયાં, આવ્યા સુંદરશામ;
તેરમાસપુરણ થયા, જે કોઈ પ્રેમેરે ગાય;
સાંભળતાં સુખદીપજે, બેકુંવઈકુંઠ જાય;
પદઆગનોતેરરાગસોરઠી, બતરીશોરપ્રબંધ;
ગુણીજનમન વીચારજો,એછે રસનોરે કંદ
સંવત સતર પંચાણુવો, માસમાગશર સાર;
પ્રથમપક્ષ એકાદશી, ઊતમ ચંદર વાર;
મનકરમવચન બુધેકરી,રચ્યા ત્રયોદશમાસ;
રત્નાનારવામીરે શામળા,પ્રીત પુરજો આશ;
ઓધવજીરે.૧૩